# બિદઅતે તાઝિયા 

∴ ∵ ∴ ∵ તાઝિયાથી થતો અધર્મ.

લખનાર અને પ્રગટ કરનાર

શેખ મહંમદ જહાંગીરમીયાં.

વાલીએ રીયાસત માંગરોલ

( કાઠીયાવાડ )

તા. ૨૩-૧૦-૧૯૩૮

بسم الله الرحمن الرحيم

# તાઝિઆથી થતો અધર્મ.



મારા વિચારો વાંચક સમક્ષ દર્શાવતાં પહેલાં મારે એટલો ખુલાસો કરી દેવાની જરૂર છે કે હું કોઇ વિદ્વાન કે ધર્મશાસ્ત્ર નેતા (વાએઝ) નથી પરંતુ એટલું તો ચોક્કસ છે કે આ વિષ સંબંધી કુરઆને શરીફ અને હદીસે પાકથી ચોક્કસ રીતે ખાત્રી કરાવી લીધી છે તેની સાથે મારે એટલું પણ જણાવી દેવું જોઇએ કે મારા વિચારો આ નિબંધ થકી દર્શાવવાની જરૂરત કેમ મને જણાઈ. હું ખુલ્લી રીતે જોઇ રહ્યો છું કે મુસલમાન વિદ્વાનો અને ધર્મના આગેવાનોનું ધાર્મિક મનોબળ દિવસે દિવસે નબળું પડતું જાય છે અને તેઓ કાં તો અજ્ઞાન લોકોના બ્હીકથી કે કોણ જાણે શા કારણથી એક સત્ય વાત

ઉચ્ચારતાં તેઓના મનમાં ઢચુ પચુ થાય છે; અને કેટલાએક તો સમયસુચકતાના પડદા તળે ઢાંક પીછોડા કરે છે અને આવી રીતે ઇસ્લામને કલંક લગાડે છે. આવા સંજોગોમાં મારા પૂજ્ય ધાર્મિક બંધુઓ (બુઝુર્ગો) ની ખામી જોઈ મારૂં મનોબળ હું દબાવી ન શકયો કે જે મારા ધારવા મુજબ દરેક મુસલમાન બચ્ચાંએ સત્યનો જય પોકારતાં વાપરવું જોઇએ. અધર્મિષ્ટ અને નઠારાં કૃત્યોમાં આપણા મુસ્લિમ બંધુઓને ગર્ક થએલાં જોઈ મારા હૃદયમાં (દિલમાં) મઝહબની, ઇસ્લામી ભાઇઓ પ્રત્યેની અને કોમી હમદર્દીની લાગણી પ્રગટ (પેદા) થઈ અને એક ઇસ્લામી બંધુ તરીકે કંઈ પણ સંકોચ કે ડર રાખ્યા વગર કોમની ભલાઇના હિત ખાતર મારા વિચારો ખુલી રીતે જાહેરમાં મુકવા મેં મારી પહેલી ફરજ સમજી. "ઇતિહાસનું ચક્ર ફરે છે" એ કહેતીને સત્ય માની લેવામાં આવે તો અફસોસની સાથે કહેવું જોઇએ કે જે કોમ એક વાર ઇસ્લામના ઉદય પહેલાં અજ્ઞાનતા અને અધર્મતાની ઉંડી ખાઈમાં પડેલી હતી તેજ કોમ ફરીથી તેજ રસ્તે જતી નજરે પડે છે.

મારો ઉદ્દેશ આમ કહેવાનો ઇસ્લામના અનુયાયી ( મના-

નારાઓ) પ્રત્યે અને ખાસ કરીને હિન્દના એ વતનીઓ પ્રત્યે છે કે જેમણે સૌથી પહેલાં ઇસ્લામ કબુલ કર્યો અને જેમના દિલ ઇસ્લામના નુરથી ઝળકી ઉઠયાં અને મુસલમાન કે જેઓ એક વાર અમુક આસ્થા (એઅતેકાદ)ને નાબુદ કરનારા હતા તે લોકો ફરીથી તેજ કુમાર્ગે ચઢી તેજ અધર્મતા (જેહાલત) માં સાંપડયા છે અને જે કાર્યો પ્રથમ તેમના મનથી ધિક્કારતા હતા તેજ કામો કરવા લલચાયા છે. એટલુંજ નહીં પણ તેજ શ્રદ્ધાઓ (માન્યતાઓ)એ અત્યારે મુલ્લાંઓની બદોલત અધર્મતાનું સ્વરૂપ ધારણ કર્યું છે, અજ્ઞાન લોકો અને તેઓના પેશ્વા નીમ મુલ્લાંઓ એ અજ્ઞાનતાના કાળા ચહેરા ઉપર ધર્મનો અંગરાગ લગાઢી (રંગ ચઢાવી) તેને ધર્મનો એક ખોટો ભાગ બનાવે છે. આજે જો કે લાત અને ઉઝઝાની પુજા કરવામાં આવતી નથી તો પણ તેની જગ્યાએ તાજીઆની પુજા કરવામાં આવે છે. કેવી અફસોસની વાત છે કે આવા હુનર અને કેળવણીથી પ્રકાશિત થએલા જમાનામાં અમુક વાંસના ખપાટીયા જોડી તેની ઉપર કાગળો ચોઢી એક હજીરાની આકૃતિમાં લાવી ઇસ્લામની સત્યતાને કલંક લગાડી તેની બેહુરમતી કરવામાં આવે છે. અને તાજીઆને પોતાની ઉમેદો પુરી થવાનો સબબ

માનવામાં આવે છે.

જો કે અજ્ઞાનતાના પુરાતન કાળમાં ( જેહાલતના જમાનામાં ) એક નજીવી વસ્તુ ઉપર કલેશ સળગી ઉઠતો કે જેની આગ વંશપરંપરા સળગતી રહેતી અને આજ પણ તાજીઆને ઉપાડવા અને તેના નિયમિત રસ્તા ઉપરથી લઇ જવા વખતે ટંટો થઇ જાય છે. અને મુંબઇ મહોલ્લાકામાં તો અવાહીરની મસ્જીદ આગળ તાજીઆના સરઘસનું વાજીંત્ર મારામારી અને ખુનરેજીના પરિણામ લઇ આવે છે. અફસોસ કે એટલી નજીવી અને શરીઅત વિરૂદ્ધની વસ્તુ માટે એક કોમ બીજી કોમની કટ્ટી દુશ્મન થઇ જાય છે કે જેના વેરની અગ્રી બન્ને તરફ વર્ષો સુધી ઓલવાતી નથી. અને જ્યારે જ્યારે પ્રસંગ મળી આવે છે ત્યારે ત્યારે આંખો ચઢાવી લડવા તૈયાર થઇ જાય છે, લાઠી ઉડે છે અને એક બીજાના જીવ પર આવી જાય છે. આનું પરિણામ એટલુંજ આવે છે કે ફક્ત અજ્ઞાનતા અને અવિચારીપણાને લીધે એક બીજાને જાન અને માલનો ભોગ આપવો પડે છે. ફસાદ કરનાર જેલખાનાની કોઇ અંધારી કોટડીમાં પોતાના દિવસો ગુઝારે છે. ઘરમાં બાયડી છોકરાં

ભૂખથી ટળવળે છે કે જાહેર રસ્તા પર બેસી ભિખ માગે છે અથવા ઘેર ઘેર ભટકતાં ફરે છે. (આવા કૃત્યને ધર્મ સેવા માનવામાં આવે છે.)

મારી સમજમાં નથી આવતું કે લોકો કયા આધારે અને જહાંને તાજીઆની પુજા કરે છે અને શા માટે તેને માનનીય (માન આપવા લાયક) સમજે છે. તેના જીવન અને મરણ કથા પર નીચેની હકીકતથી પ્રકાશ (રોશની) પડે છે.

૧ તાજીઆની ઇમારત માત્ર વાંસના ખપાટીયા અને કાગળોથી તૈયાર થાય છે.

૨ મોહરમની ૧ લી કે તે અરસામાં તેનો પાયો નંખાય છે અને ૮ મી તારીખે જ્યારે તૈયાર થઇ જાય છે ત્યારે એક પિંજર અને એક ખાલ સહિત આ દુન્યાની અંદર જાહેર હસ્તીમાં આવે છે.

૩ ૯ મી તારીખે જ્યારે શણગાર કામ પુરૂં થઇ જાય છે

ત્યાર પછીજ તેમાં કરામતની શક્તિ પેદા થવાની શ્રદ્ધા ( માન્યતા ) તળે માનતા ઉતારવામાં આવે છે. નારીયેળ માદાઇ, સાકર વી. ચઢાવવામાં આવે છે. અને તાજીઆ આગળ લોટવાની અને વાવેલા કરવાની ક્રિયાઓ થાય છે. ટુંકમાં દરેક જાતની અધર્મતા અને શિર્ક થાય છે. અને તા. ૧૦ મી સુધી ખુબ ધુમધામના જલ્સા થાય છે.

૪ ૧૦ મી ની સાંજના એકાએક જાણે તેમાંથી જીવ નીકળી ગયો હોય એમ માનવામાં આવે છે અને ત્યાર પછી તેને મુડદું અને શક્તિહીન ( આજિઝ ) ગણવામાં આવે છે.

૫ દફનાવવા માટે જે શહેર અથવા ગામની નજીક દરીયો હોય તો તાજીઆને જળ સમાધિ આપે છે નહીંતર કબ્રસ્તાન કે બીજા કોઈ વેરાન સ્થળે મૂકી આવે છે જ્યાં ભિંદડા અને કુતરાને નજાસત કરવાનું સુગમ થઈ પડે છે.

૬ આમ ઉમેદો તાજીઆથી પુરી થવાની ભ્રમણા (કલ્પના કે

ખોટો ખ્યાલ) અને તેના કારણો તેના પવિત્ર હોવા સબબ મરતબો માત્ર ૧૦ દિવસ લોકોના મનમાં રહે છે અને અગીયાર મહીના અને વીસ દિવસ સુધી જ્યારે તેની બેહુરમતી અને ફજેતી થતી રહે છે ત્યારે તેની દશા માટે કોઈ દરકાર કરતું નથી.

શું ઇસ્લામનો સિદ્ધાંત એવો છે કે માણસે પોતાના હાથથી વાંસના ખપાટીયાં અને કાગળોથી તૈયાર કરેલ વસ્તુને પોતાની ઉમેદો પુરી કરનાર કાયમી ઇશ્વરી સત્તાનો ભાગ માનવામાં આવે, તેની પુજા અને પરસ્તિશ કરવામાં આવે અને તેનાથી મુરાદો માગવામાં આવે? શું સૈયદના હઝરત ઇમામ હુસેન અને કરબલાના શહીદોની યાદગારનો માત્ર આ એકજ રસ્તો છે? ઇસ્લામે તો મુર્તિ પુજા મટાડી છે. પરંતુ મુસલમાનો આજે તેને આદરસત્કાર (આવકાર) આપતા જણાય છે,

## "ફાઅતબેરૂ આ ઓલીલ અબસ્વાર"

મુસલમાનોની આવી અઘટિત વર્તણુંકથી તો હિંદુઓની

મુર્તિ પુજા પણ ઘણે દરજ્જે ઉંચી છે કેમકે તેઓ પોતાના પુજ્ય દેવને એક કઠણ પથ્થર કે ધાતુનો બનાવે છે અને એક ગોખલામાં લોબાન ધુપ દઈ સંભાળથી રાખે છે અને કાયમ તેનો આદરભાવ લક્ષમાં રાખી તેની પુજા કરે છે અને પોતાના હસ્ત વડે તેને કદી ખંડિત કરતા નથી કે તાજીઆની પેઠે ફેંકી દેતા નથી.

મુસલમાન કોમે પોતાની પ્રવૃતિ ( ફેલ ) પ્રત્યે વિચાર કરવો જોઇએ કે આવા કૃત્યથી ઇસ્લામની કેટલી અપકીર્તિ થાય છે. અતી ખેદની સાથે જણાવવું પડે છે કે જે માર્ગે જવાની ઇસ્લામે સ્પષ્ટતાથી મના કરી છે તેજ રસ્તે આજે મુસલમાનો જતા નજરે પડે છે પરંતુ ઇસ્લામ આવા દુરાચરણો ( બદચલણો ) થી એવોજ પવિત્ર અને પાક છે જેવો ખુદા બ્રાંતિથી. ( ભૂલથી ) જ્યારે બીજી મુર્તીપુજક કોમને ઇસ્લામની ખુબીઓ અને સદગુણ બતાવી મુર્તીપુજાનો ત્યાગ કરવા સમજાવવામાં આવે છે ત્યારે તેઓ તાજીઆ વિગેરેના દ્રષ્ટાંતો આપી મુર્તી ઉપર ટીકા કરનારનું મોઢું બંધ કરી દે છે અને બીચારા ધર્મ પ્રચારકને ઘણી તકલીફ ઉઠાવવી પડે છે.

તાજીઆ દારીથી ખુદા અને તેના રસુલના હુકમની ના-ફરમાની ઉપરાંત જાન અને માલની ખુવારી પણ થાય છે જે ચળકતા સુર્યની પેઠે જગજાહેર છે અને તેની અનુક્રમણિકા બહુજ લાંબી છે:—જેમ કે તાજીઆના બનાવવાના ખર્ચમાં ફાળો આપવો પડે છે અને જે કોઈ સગા સંબંધીમાંથી ઝઘડા ફીસાદનો ભોગ થઇ પડયો હોય તો અદાલતમાં હઝારો રૂપીઆ બરબાદ કરવા પડે છે. ટુંકમાં તાજીઆથી દરેક જાતના નુકશાનજ છે અને ફાયદો લેશમાત્ર પણ નથી.

આવા દુષ્કાળમાં જે લાખો રૂપીઆ નિરર્થક ( નકામા ) જાય છે તેને કેળવણીના ઉત્તેજન ખાતર કે ઇસ્લામની સેવામાં વાપરવામાં આવે તો, મુસલમાનોને એક મોટો લાભ થવા સંભવ છે. પણ અફસોસ કે મુસલમાનોની મનોવૃત્તિ એ તરફ બીલકુલ આવતી નથી.

તાજીઆને ઇસ્લામી દૃષ્ટિબિન્દુ ( નઝર ) આગળ જરા પણ મહત્વ અપાયું હોત તો, હિંદુસ્તાન સિવાય મક્કા, મદીના બેતુલમુકદ્દસ, બગદાદ શરીફ, કુસતુન તુન્યા, કાહેરા વિગેરે

મુસલમાનોના પવિત્ર સ્થાનોમાં આ રિવાજની નિશાનીઓ જોવામાં આવત. પણ જ્યાં સુધી મારા જાણવામાં આવ્યું છે ત્યાં સુધી હું ખાત્રીપૂર્વક કહું છું કે આવો અધર્મ હિંદુસ્તાન સિવાય કોઈ પણ અન્ય સ્થળમાં જોવામાં આવતો નથી તો પછી મારી સમજમાં નથી આવતું કે ફક્ત હિંદુસ્તાનના મુસલમાનો આ ખોટા રિવાજને ધર્મનો અંશ ( ભાગ ) માની કેમ વળગી રહેલા છે ?

મેં આવા સંજોગોને લઇ આજથી આઠેક વર્ષ પહેલાં મારી રીસાયતમાં સ્ટેટનું પહેલું તાબુતું સૌથી પહેલાં બંધ કરાવ્યું, એવી આશા ( ઉદ્દેશ ) થી કે મારી મુસલમાન રૈયત મારૂં દૃષ્ટાંત ( દાખલો ) લઇ તે પ્રમાણે ચાલશે. પણ જ્યારે મને એ ત્રણ વર્ષના અનુભવથી નિરાશા મળી ત્યારે દરેક ફળીઆના સદગ્રહસ્થો અને મોલવીઓને તેડાવી તાબુતા વિષે શરીઅતનું ફરમાન બતાવવા કહ્યું પણ તેઓનું મોઢું બંધ થઈ ગયું. ત્યાર પછી મેં ઉપર લખેલી સઘળી હકીકત તેઓને સમજાવી તો, બધાએ એક સંપ કરી તાબુતા હવેથી ન બનાવવા વચન આપ્યું અને કહ્યું કે આજ દિવસ સુધી

અમને તાજીઆના દેખીતા દુર્ગુણો અને તેનાથી થતા નુકશાન સ્પષ્ટતાથી સમજાવવામાં આવેલાં ન્હોતા નહીંતર અમે આવા કૃત્યો ન કરત. હવે ખુદાની કૃપાથી ચાર પાંચ વર્ષથી તેની પર અમલ થાય છે અને સાધારણ વર્ગના લોકો પણ આજે પસંદગીની નજરે જોવા લાગ્યા છે.

આ સ્થળે મારે એક વાત અફસોસની સાથે લખવી પડે છે કે અહીંના સૈયદ ગૃહસ્થો કે જેમાં શીઆ ફિરકાના કાંઇક લક્ષણો જોવામાં આવે છે અને જેઓના પુખ્ત ઉમરના બુઝુર્ગ આગેવાન સદ્‌ગૃહસ્થો કે જેઓ કાંઇક અંશે ટુંક વિચારના હતા અને જેમનો સ્વર્ગવાસ હમણાંજ થયો છે તેમને આ કામ માટે બોલાવવાનું યોગ્ય ના ધાર્યું અને તેથી કરીને તેઓના મહોલ્લાનું તાજીઉં બાકી રહેલ છે. પણ તેઓ હવે શહેરમાં તેનું સરઘસ કાઢી શકતા નથી. માત્ર ઉપાડી સીધે રસ્તેથી પોતાના બાપદાદાના કબ્રસ્તાનમાં મૂકી આવે છે. ખુદા કરે કે હવે તેઓ પણ માંગરોલના બીજા મુસ્લિમ બંધુઓની પેઠે આ ચોપાનીયાને વાંચી શિર્ક અને અધર્મતાના પંજામાંથી બચે.

ઉપલી બીનાથી વાંચકને એટલી તો ચોક્કસ ખાત્રી થઇ હશે કે આ કામમાં મેં મારી સત્તાનો લેશ માત્ર પણ ઉપયોગ કર્યો નથી, નહીંતર સૈયદ ગૃહસ્થોનું તાજીઉ પણ બાકી ન રહેત. પણ હું ઇસ્લામમાં કોઈ પણ શ્રદ્ધા માટે સખ્તી વાપરવી યોગ્ય સમજતો નથી.

## એક રાહા ફીદદીન

આ કારણથી સૈયદ ગૃહસ્થોથી આ વાત છેડી નથી. આ સ્થળે એક વિચિત્ર બનાવ પણ લખી દેવાની આવશ્યકતા જણાય છે, તે એ કે માંગરોળ રિસાયતનું એક ગામ નામે લાડોદરા કરીને છે. જ્યાં શીયા અને સુન્ની બન્ને પક્ષના લોકો વસે છે. તેઓના આગેવાનોને પણ ઉપર જણાવેલાં પ્રસંગે બોલાવ્યા હતા. જ્યારે સુન્ની ગૃહસ્થોને ઉપલી હકીકત સંભળાવી તો તેઓ કહ્યું કે ઇન્શા અલ્લાહ હવે આયંદા અમે તાજીઆ નહીં બનાવીએ. ત્યાર પછી મેં અનિશ્ચિતપણે શીયા ગૃહસ્થોના આગેવાનોને તેમનો મત દર્શાવવા કહ્યું જેથી તેમનું વલણ ચોક્કસપણે જાણી શકાય. તો તેમના એક આગેવાને

જવાબ આપ્યો કે અમે તો આ તમામ રસ્મોનો ત્યાગ આશરે પંદરેક વર્ષથી અમારા પીર સાહેબ જનાબ આગાખાન સાહેબના ફરમાન અનુસાર કર્યો છે. એ સાંભળી મારા મુખથી તુરત જઝાક અલ્લાહના શબ્દો નીકળ્યા અને મેં જનાબ આગાખાન સાહેબ ને માટે ખરા અંતઃકરણપુર્વક દુઆ માંગી. ખરેખર આપણી સમાજને આવા રાજકિય નેતાઓની ઘણી જરૂર છે.

આવી રીતે જો દરેક શહેરના વગવાળા અગ્રેસરો અને ધાર્મિક અને સામાજિક સેવા બજાવનારા નેતાઓ પોતાની વગના અજ્ઞાન મંડળને એકઠું કરી ઉપર લખેલાં નુકશાનથી વાકેફ કરવાની સાથે ખુદા અને તેના રસુલના ફરમાન સંભળાવી તાજીઆ ન બનાવવા માટે ઉપદેશ આપે તો મને પુરતી ખાત્રી છે કે હિંદના સુન્ની ફિરકામાંથી તો આ અધર્મતાનો અંત આવી જાય. અને તેઓના જે પૈસા તાજીઆમાં ખર્ચ થાય છે તેનો સદુપયોગ ઇસ્લામના પ્રચાર ખાતર કે કેળવણીના ઉત્તેજનાર્થે કરવામાં આવે તો, સામાજિક ઉન્નતિ, કયામતમાં તેનો બદલો ખુદા અને તેના રસુલની પ્રસન્નતા

મેળવવા પાત્ર થાય.

મને આશા છે કે કોમના સદગૃહસ્થો આ ધ્યાન ઉપર પુરતો વિચાર કરી તેનાથી સંમત થાય તો તેની ઉપર અમલ કરી ખુદાની રેહમત અને રસુલે મકબુલ (સલ્લલ્લાહો અલયહે વ સલ્લમ) ની કદરદાનીના ઉમેદવાર થશે.

વમા અલયના ઇલ્લલ બલાગ.



'નિઝામી પ્રી. પ્રેસ' માં મીરઝા હુસૈન અશરફ
મોહમ્મદ અશરફે છાપ્યું.
:-: કાગઝી બજાર એહમદઆબાદ. :-: